પુસ્તકની કોઇ રીતે આશાતના કરવી નહી

श्री जिनदत्त कुशलसूरि गुरुभ्यो नमः



# દાદા સાહેબની પૂજા.



પ્રકાશક

ઝવેરી ચંદુલાલ મોહનલાલ કોઠારી.

દાદાસાહેબની પોળ—અમદાવાદ.

શ્રીજિનદત્ત-કુશલસૂરિ-સદ્ગુરુભ્યો નમઃ

# દાદા સાહેબની પૂજા.

શ્રી ખરતરગચ્છ વિભૂષણ શાસન પ્રભાવક શ્રી. **મોહનલાલજી** મહારાજના પ્રશિષ્ય ગણિ શ્રી **રત્નમુનિજી** મહારાજના ઉપદેશથી અમદાવાદ ડોશીવાડાની પોળ, નિવાસી સ્વ. પરીખ શાંતિલાલ મોતીલાલ (ડાહ્યાભાઇ મૂળચંદ વાલા) હા. મંગળદાસભાઇ તરફથી મળેલ દ્રવ્ય સહાયથી.

પ્રકાશક

**ઝવેરી ચંદુલાલ મોહનલાલ કોઠારી**

વહિવટદાર ખરતરગચ્છ સંઘ

**અમદાવાદ.**

વીર સં. ૨૪૬૫.] નકલ ૧૦૦૦ [વિક્રમ સં. ૧૯૯૫.

# પ્રસ્તાવના

વિક્રમ સંવત્ ૧૦૮૦ વર્ષે પાટણની રાજ-સભામાં સુરાચાર્યાદિ ચૈત્યવાસીઓથી થયેલ સાધુના આચાર સંબંધી વાદવિવાદમાં જીત મેળ-નાર અત્યંત ખરા (સાચા) હોવાથી "દુર્લભ" મહારાજાથી "ખરતર" બિરૂદ મેળવનાર શ્રી જિનેશ્વરસૂરીજી થયા. તેમના શિષ્ય નવાંગી ટીકાકાર "સ્થંભન પાર્શ્વનાથ"ની પ્રતિમા પ્રગટ કરી પોતાને થયેલ "કોઢ" રોગ મિટાવનાર અને "ખરતર-ગચ્છની" બહુજ પ્રતિષ્ઠા ફેલાવનાર "શ્રી અભયદેવસૂરીજી" થયા. જેમની કિર્તિથી પ્રસન્ન થયેલ તપગચ્છીય "શ્રી સોમધર્મ ગણિ" પોતાની કૃતિ "ઉપ-દેશ સપ્તતિકા" નામના ગ્રંથમાં તેમની સ્તુતિ કરે છે. કે:—

પુરા શ્રીપત્તને રાજ્યં, કુર્વાણે ભીમભૂપતૌ;
અભૂવન્ ભૂતલે ખ્યાતા:, શ્રીજિનેશ્વરસૂરય: ।૧।
સૂરયોઽભય દેવાખ્યા,-સ્તેષાં પટ્ટે દિદીપિરે;
યેભ્ય: પ્રતિષ્ઠા માપન્નો, ગચ્છ: ખરતરાભિધ:।।૨।

આગમ આચરણા વિરૂદ્ધ એવા ચૈત્યવાસનો ત્યાગ કરી ચારિત્રોપસંપદા લઇ શુદ્ધ ચારિત્ર પાલનાર "શ્રી જિનવલ્લભસૂરીજી" તેમના શિષ્ય થયા.

ઇંદ્ર મહારાજે ક્ષત્રિયકુળમાં ત્રિશલા માતાની કુક્ષીને વિષે ગર્ભાધાનપણે સ્થાપન કરાવેલ ઉંચ ગોત્રના ઉદયવાલા મહામંગલકારી કલ્યાણ ફળને દેવાવાલા જગતનો ઉદ્ધાર કરનારા ગર્ભરૂપ પ્રભુ શ્રી મહાવીરને અકલ્યાણકભૂત એટલે અમંગલીક અશુભ અર્થાત્ અત્યંત ખરાબ. નીચ ગોત્ર વિપાકરૂપ, અત્યંત નિંદનીય આદિ શબ્દોથી પ્રભુની નિંદા કરનારા, તથા

ભદ્રબાહુ સ્વામીએ કલ્પસૂત્રમાં ફરમાવેલ "પચ્ચાસ દિવસની અંદર પર્યુષણ પર્વ કરવા" રૂપ આજ્ઞાને ઉલ્લંઘન કરી ૮૦ દિવસે પર્યુ-ષણ કરનારા, તથા પહેલાં "ઇરિયાવહિયા" પડિક્કમવા રૂપ શુદ્ધિ કરીને પછી સાવદ્યયોગ-રૂપ મળને ત્યાગવા "કરેમિ ભંતે" ઉચ્ચરવી આદિ મિથ્યા પ્રરૂપણા કરનારા ચૈત્યવાસીઓની ઉત્સૂત્રતાનો નિકંદન કરવા "સંઘપટ્ટકાદિ" અનેક ગ્રંથોની તેમણે રચના કરી.

તેમના શિષ્ય "પહેલા દાદાજી"ના નામે ઓળખાતા એક લાખને ત્રીશ હજાર રાજપૂ-તાદિ જૈનેતરોને પ્રતિબોધી જૈન બનાવી ઓશવાલ જાતિની વૃદ્ધિ કરનાર પ્રભાવશાળી યુગપ્રધાન "શ્રી જિનદત્તસૂરીજી" થયા. તેમના શિષ્ય "બીજા દાદા" ના નામથી પ્રસિદ્ધ મણિ-

ધારી "શ્રી જિનચંદ્રસૂરીજી" થયા. ત્યાર બાદ એજ સુવિહિત પરંપરામાં પચાસહજાર નવીન શ્રાવક બનાવનાર પ્રગટ પ્રભાવી "ત્રીજા દાદા"ના નામથી પ્રસિદ્ધ "શ્રી જિનકુશલસૂરીજી" થયા. અને સત્તરમી સદીમાં "ચોથા દાદા યુગપ્રધાન શ્રી જિનચંદ્રસૂરીજી" થયા. જેમણે બાદશાહ "અકબર"ને ઉપદેશ આપી શત્રુંજયાદિ સર્વ જૈન તીર્થોનું રક્ષણ કરાવ્યું તથા અષાડ ચૌમાસીની અઠ્ઠાઇ દરમ્યાન આખા ભારત વર્ષમાં "અમારી ઘોષણા"ના ફરમાનો પ્રાપ્ત કર્યાં હતા. અમદાવાદવાળી દશા પોરવાડ જાતીના "સદા સોમજી"ને પ્રતિબોધી શત્રુંજયનો સંઘ કઢાવી "ખરતર વસહી" નામની ચૌમુખજીની ટુંકનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. તે સમયથી અમદાવાદમાં ખરતરગચ્છનાં પ્રાયઃ

૫૦/૬૦ દહેરાસરો ૧૦/૧૨ ઉપાશ્રયો અદ્યાપિ વિદ્યમાન છે, જેનો વહિવટ અન્ય ગચ્છવાળા શ્રાવકો કરે છે. સુપ્રસિદ્ધ અધ્યાત્મ યોગી શ્રીમાન્ દેવચંદ્રજી મહારાજનો સ્વર્ગવાસ અહીં "ડહેલાના ઉપાશ્રયે" થયો હતો. તેમજ સોલીસિટર મોહનલાલ દલીચંદ દેસાઇના લેખ મુજબ સુપ્રસિદ્ધ કવિવર્ય શ્રી સમયસુંદરજીનો સ્વર્ગવાસ પણ અહિં "હાજાપટેલની" પોળના ઉપાશ્રયે થયો હતો કાલાંતરે ઉપરોક્ત સાધુ સમુદાયના વિહારના અભાવે વર્તમાનમાં દાદાસાહેબની પોળમાં શ્રી શાંતિનાથજીનું દહેરાસર તથા દાદાજીનું મંદિર અને એક ઉપાશ્રય તથા ઝવેરીવાડા–કોઠારી પોળમાં એક ઉપાશ્રય તથા ખરતરની ખડકીમાં એક ઉપાશ્રય. તથા નવરંગપુરા પાસેની દાદાવાડી. એટલાં ખરતર સંઘના

તાબામાં હાલ છે. જેનો વહિવટ ઝવેરી ચંદુલાલ મોહનલાલ કોઠારી કરે છે.

પ્રસ્તુત પુસ્તકમાં ઉપરોક્ત ચારે દાદાજીની સંમિલિત પૂજા છપાવવામાં આવી છે. જેને ગાતાં ભાવિકોના હૃદયમાં ગુરૂદેવોના ઉપકાર પ્રત્યે એવી અપૂર્વ ભક્તિ ઉત્પન્ન થાય છે કે જેથી ઇચ્છિત કાર્યની સિદ્ધિ થાય છે.

મહાન શાસન પ્રભાવક ખરતર ગચ્છ વિભૂષણ ક્રિયોદ્ધારક "શ્રી મોહનલાલજી" મહારાજના વિદ્વાન્ શિષ્ય "શ્રી રાજમુનિજી" મહારાજ, તેમના શિષ્ય ગણિવર શ્રી **રત્નમુનિજી** મહારાજના ઉપદેશથી **અમદાવાદ**-ડોસીવાડાની પોળના નિવાસી **પરીખ મંગલદાસભાઇ** (ડાહ્યાભાઇ મૂલચંદભાઇ વાળા) એ સ્વભ્રાતૃવ્ય **પરીખ શાંતિલાલ મોતીલાલના**

સ્મરણાર્થે આ પૂજાની પુસ્તિકા છપાવી ગુરુભકતોને ભક્તિના સાધનમાં વૃદ્ધિ કરી છે, માટે તેઓ ધન્યવાદને પાત્ર છે.

આ પુસ્તકનું સંશોધન કાલજીપૂર્વક કર્યા છતાં દૃષ્ટિ દોષ વિગેરેથી જે કંઇ અશુદ્ધિઓ રહી હોય તે સુધારી વાંચવા પાઠકોને અભ્યર્થના કરી વિરમું છું.

લિ. પ્રકાશક.



શ્રી સદ્ગુરૂભ્યો નમઃ

# દાદા સાહેબની પૂજા.

---

[ પહેલાં સ્થાપના સ્થાપીને
આહ્વાનનો શ્લોક. કહેવો. ]

સકલ ગુણ ગરિષ્ઠાન્, સત્તપોભિર્વરિષ્ઠાન્,
શમદમ યમજુષ્ટાં-શ્વારૂ ચારિત્ર નિષ્ઠાન્;
નિખિલ જગતિ પીઠે, દર્શિતાત્મ પ્રભાવાન્,
મુનિપ કુશલસૂરીન્, સ્થાપયામ્યત્ર પીઠે. ૧

ૐ હ્રીં શ્રીં શ્રીજિનદત્ત મણિધારી શ્રીજિનચંદ્ર શ્રીજિનકુશલ શ્રીજિન-ચન્દ્ર સૂરિગુરો અત્ર અવતર અવતર સ્વાહાઃ ॥ ૧ ॥

ઇતિ આહ્વાનમ્

ૐ હ્રીં શ્રીં શ્રીજિનદત્ત મણિધારિ શ્રીજિનચન્દ્ર શ્રીજિનકુશલ શ્રીજિન-ચંદ્રસૂરિ ગુરો અત્ર તિષ્ઠ તિષ્ઠ ઠઃ ઠઃ ઠઃ સ્વાહાઃ ॥ ૨ ॥

ઇતિ પ્રતિષ્ઠાપનમ્

ૐ હ્રીં શ્રીં શ્રીજિનદત્ત મણિધારિ શ્રીજિનચંદ્ર શ્રીજિનકુશલ શ્રી જિનચંદ્ર સૂરિગુરો અત્ર મમ સંનિહિતો ભવ વષટ્ ॥ ૩ ॥

ઇતિ સંનિધીકરણમ્

[ પછી પાણીનો કલશ લઈ સ્નાત્રીયા ઉભા રહે. ]

## પહેલી જલ પૂજા

દોહા—ઈશ્વર જગ ચિંતામણી, કર

પરમેષ્ઠી ધ્યાન; ગણધર પદ ગુણ વર્ણના,
પૂજન કરો સુજાન. ॥ ૧ ॥ સુધર્મા
મુનિપતિ પ્રગટ, વીર જિનેશ્વર પાટ;
મિથ્યા મત તમ હરણકો, ભવ્ય દિખાવન
વાટ ॥૨॥ સુસ્થિત સુપ્રતિબદ્ધ ગુરૂ, સૂ-
રીમંત્રકો જાપ; કોટિ કિયો જબ ધ્યાન
ધર, કોટિકગચ્છ સુથાપ. ॥૩॥ દશ પૂર્વી
શ્રુતકેવલી, ભયે વજ્રધર સ્વામ; તાદિ-
નતે ગુરૂગચ્છકો, વજ્રશાખ ભયો નામ.
॥૪॥ ચંદ્રસૂરિ ભયે ચંદ્રસમ, અતિહી
બુદ્ધિનિધાન; ચંદ્રકુલી સબ જગતમેં,
પસર્યો બહુ વિજ્ઞાન. ॥૫॥ વર્દ્ધમાનકે
પાટ પદ, સૂરિ જિનેશ્વરભાશ; ચૈત્યવા-
સિકું જીતકર, સુવિહિત પક્ષ પ્રકાશ.

॥૬॥ અણહિલપુર પાટણસભા, લોક મિલે તિહાં લક્ષ; ખરતર બિરૂદ સુધાનિધિ, દુર્લભ રાજસમક્ષ. ॥૭॥ અભયદેવસૂરિ ભયે, નવઅંગ ટીકાકાર; થંભણ પારસ પ્રગટ કર, કુષ્ટ મિટાવનહાર. ॥૮॥ શ્રી-જિનવલ્લભ સૂરિ ગુરૂ, રચના શાસ્ત્ર અનેક; પ્રતિબોધે શ્રાવક બહુત, તાકે પટ્ટવિશેષ ॥૯॥ હુંબડ શ્રાવક વાગડી, અઠ્ઠારે હજાર; જૈન દયાધર્મી કિયે, વરતે જય જયકાર. ॥૧૦॥ દાદાનામ વિખ્યાત જસ, સુર નર સેવક જાસ; દત્તસૂરિ ગુરૂ પૂજતાં, આનંદ હર્ષ ઉલ્લાસ. ॥૧૧॥ દિલ્લીમેં પતસાહને, હુકમ ઉઠાયા સીસ; મણિ-ધારી જિનચંદ્ર ગુરૂ, પૂજો વિસવાવીસ.

॥૧૨॥ તાકે પટ્ટ પરંપરા, શ્રીજિનકુશલ સૂરીંદ; અકબરકું પરચા દિયા, દાદા શ્રીજિનચંદ. ॥૧૩॥ ઐસે દાદા ચારકું, પૂજો ચિત્ત લગાય; જલચંદન કુસુમાદિ કર, ધ્વજ સૌગંધ ચઢાય. ॥૧૪॥

ચાલ "દાદા ચિરંજીવો" એ દેશી ॥

ગુરૂરાજતણી, કર પૂજન ભવિ સુખ-કર મિલસી લચ્છિ ઘણી, (એઆંકણી.) ગુરૂ દત્તસૂરિંદ જગ સુખકારી, ગુરૂ સેવકને સાંનિધકારી; ગુરૂ ચરણ કમલની બલિહારી. ગુરૂ.॥૧॥ સંવત ઈગ્યારે બાર શશી. બત્તીસે જનમ્યા શુભ દિવસી; શ્રાવક કુલ હુંબડને હુલસી. ગુરૂ. ॥૨॥

જસુ " વાછિગસા " પિતુ નામ ભણે,
" બાહડદે " માતા હર્ષ ઘણે; ઇકતાલીસે
દીક્ષા પભણે. ગુરૂ૦ ૫૩ા ગુણહતરે "વલ્લભ"
પાટધરી, ગુરૂ માયાબીજનો જાપ કરી;
ગુરૂ જગમેં પ્રગટ્યા તરણતરી. ગુરૂ૦ ાા૪ાા
મણિધારી જિનચંદ ઉપકારી, જિનદ-
ત્તસૂરિંદકે પટ ધારી, ભયે દાદા દૂજા
સુખકારી. ગુરૂ૦ ાા૫ાા " રાસલ " પિતુ
"દેલ્હણદે" માતા, "શ્રીમાલ"ગોત્ર બોધ-
નસાતા; દિલ્લી પતસાહ સુગુણ ગાતા.
ગુરૂ૦ ાા૬ાા જસુ ચોથે પાટ ઉદ્યોત કરી,
જિનકુશલ સૂરિંદ અતિ હર્ષ ભરી;
તેરે સેંતીસે જનમ ધરી. ગુરૂ૦ ાા૭ાાજસુ
"જિલ્હા"જનક જગત્ર જયો, વર "જેત-

સિરી"શુભ સુપનલિયો, ગુરૂ છાજેડ ગોત્ર ઉદ્ધાર કિયો. ગુ॰ ॥૮॥ ધન સેંતાલીસે દીક્ષા ધરી, જિન ચંદસૂરીશ્વર પાટવરી; ગુણહતરે સૂરિમંત્ર જાપ કરી. ગુરૂ॰ ॥૯॥ સેવામેં બાવન વીર ખરા, જોગણિયાં ચોસઠ હુકમ ધરા; ગુરૂ જગમેં કેઇ ઉપ-કાર કરા. ગુરૂ॰ ॥૧૦॥ માણકસૂરીશ્વર પદ છાજે, જિનચંદસૂરિ જગમેં ગાજે, ભયે દાદા ચોથા સુખ કાજે. ગુરૂ॰ ॥૧૧॥ જિણ ચાંદ ઉગાયો ઉજિયાલો, અમ્મા-વસકી પૂનમવાલો; સબ શ્રાવક મિલ પૂજન ચાલો. ગુરૂ॰ ॥૧૨॥ જિણ અક-બરકૂં પરચા દીના, કાજીકી ટોપી વશ

કીના; બકરીકા ભેદ કહ્યા તીના. ગુરૂ૦
॥૧૩॥ ગંધોદક સુરભિ કલશ ભરી,
પ્રક્ષાલન સદ્‌ગુરૂ ચરણ પરી; યા પૂજન
કવિ " ઋદ્ધિસાર " કરી. ગુરૂ૦ ॥૧૪.॥

શ્લોક—સુરનદી જલ નિર્મલ ધારકૈઃ
પ્રબલ દુષ્કૃત દાઘ નિવારકૈઃ;
સકલ મંગલ વાંછિત દાયકૌ,
કુશલસૂરિ ગુરોશ્ચરણૌ યજે ॥૧॥

ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમગુરૂ-
દેવાય ભગવતે શ્રીજિનશાસનોદ્દીપકાય
શ્રીજિનદત્ત સૂરીશ્વરાય મણિમંડિત-
ભાલસ્થલાય શ્રીજિનચન્દ્ર સૂરીશ્વરાય
શ્રીજિનકુશલ સૂરીશ્વરાય અકબ્બર

અસુરત્રાણ પ્રતિબોધકાય શ્રીજિન-
ચન્દ્ર સૂરીશ્વરાય જલં નિર્વપામિતે
સ્વાહા: ॥૧॥

## બીજી કેશરચંદન પૂજા.

દોહા—કેશર ચંદન મૃગમદા,
કર ઘનસાર મિલાપ;
પરચા જિનદત્તસૂરિકા,
પૂજ્યાં તૂટે પાપ. ॥૧॥

ચાલ વીણાની

દીનકે દયાલ રાજ સાર સાર તૂં.
( એ આંકણી ) આયે ગુરૂ ઉચ્ચ

નગર ધામ ધૂમ ધૂંધાં૦, વાજતે નિશાન ઠોર, હર્ષ રંગ હૂં. હ૦હીનકે૦ ॥૧॥ મુસલ- માન મુગલપૂત, ફોજ મોજમૂં ફોત મોત હોગયા, હાયકારસૂં. હાં૦હીનકે૦॥૨॥ સઘ્ન વિઘ્ન દેખ આપ, હુકમ હીન યૂં; લાવો મેરે પાસ આસ, જીવદાન દૂં. જી૦હીનકે૦ ॥૩॥ મૃતક પૂત મંત્રસે, ઉઠાય દીન તૂં; દેખકે અચંભ રંગ, દાસ ખાસકૂં. દા૦ હીનકે૦॥૪॥ કરત સેવ ભાવપૂર, તુરકરાજ જૂં; છોડકે અભક્ષ્ય ખાન, હાજરી ભરૂં. હાં૦હીનકે૦ ॥૫॥ વીજ ખીજકે પડી, પ્રતિ ક્રમણ કે સૂં; હાથસે ઉઠાય પાત્ર, ઢાંક દીન છૂં. ઢાં૦હીનકે૦॥૬॥ દામની અમોલ બોલ, સિદ્ધરાજ તૂં, દેઉં વરદાન છોડ,

બંદ કીન કયૂં. બં૦ દીનકે૦ ॥૭॥ દત્ત નામ જપત જાપ, કરત નાંહ યૂં; ફેર મૈં પડૂંગી નાંહ, છોડ દીન કૂં. છો૦ દીનકે૦ ॥૮॥ કરોગે નિહાલ આપ, પાવ પલકનૂં; "રામ-ઋદ્ધિસાર" દાસ, ચરણ છાંહ લૂં. ચ૦ દીનકે૦ ॥૯॥

શ્લોક—મલય ચન્દન કેશર વારિણા,
નિખિલ જાડ્ય રુજાતપ હારિણા;
સકલ મંગલ વાંછિત દાયકૌ,
કુશલસૂરિ ગુરોશ્ચરણૌ યજે ॥૧॥

ૐ હ્રીઁ શ્રીઁ પરમપુરૂષાય પરમગુરૂદેવાય, ભગવતે શ્રીજિનશાસનોદ્દીપકાય, શ્રીજિનદત્ત સૂરીશ્વરાય, મણિમંડિત-

ભાલસ્થલાય, શ્રીજિનચન્દ્ર સૂરીશ્વરાય, શ્રીજિનકુશલ સૂરીશ્વરાય અકબ્બર અ-સુરત્રાણ પ્રતિબોધકાય, શ્રીજિનચન્દ્ર સૂરીશ્વરાય, કેશર ચંદનં નિર્વપામિતે સ્વાહાઃ ॥૨॥

## ત્રિજી પુષ્પપૂજા.

દોહા—ચંપા ચમેલી માલતી,
મરૂવા અરૂ મચકુંદ;
જો ચાઢે ગુરૂ ચરણ પર,
નિત ઘર હોય આનંદ. ॥૧॥

[ રાગ માંડ, " નીંદ તો ગઇ
વાહીલા મારી " એ ચાલ, ]

ગુરૂ પરતિખ સુરતરૂ રૂપ, સુગુરૂ

સમ હૂજો તો નહીં; હૂજો તો નહીં રે સુમતિ જન હૂજો તો નહીં. ગુરૂપર૦ સુગુરૂને પૂજો તો સહી. (એ આંકણી). ચિતોડ નગરી વજ્રથંભમેં, વિદ્યા પોથી રહી; હેજી મંત્ર જંત્ર વિદ્યાસે પૂરી, ગુરૂ નિજહાથ ગ્રહી. ગુ૦ સુ૦ ગુરૂપર૦॥૧॥ પુર ઉજ્જયિની મહાકાલકે, મંદિર થંભ કહી; હેજી સિદ્ધસેન દિનકરકી પોથી, વિદ્યા સરવ લહી. વિ૦ સુ૦ ગુરૂપર૦ ॥૨॥ ઉજ્જયિની વ્યાખ્યાન બીચમેં, શ્રાવિકા રૂપ ગ્રહી; હેજી જોગનિયાં છલનેકું આઈ, સબકો ખીલ દઈ. સ૦સુ૦ ગુરૂપર૦॥૩॥ દીન હોય જોગણીયાં ચોસઠ, ગુરૂકી દાસ ભઈ; હેજી સાત દિયા વર-

દાન હરષસેં, પસર્યા સુયશ મહી. ૫૦
સુ૦ ગુરૂપર૦ ॥૪॥ પુષ્પમાલ ગુરૂગુણકી
ગુંથી, ચાહો ચિત્ત ચહી; હેજી કહે
"રામ-ઋદ્ધિસાર" સુયશાકી, બૂટી આપ
દઈ. બૂ૦ સુ૦ ગુરૂપર૦ ॥૫॥

શ્લોક—કમલ ચમ્પક કેતકિ પુષ્પકૈ:,
પરિમલાહૃત ષટ્પદ વૃન્દકૈ:;
સકલ મંગલ વાંચ્છિત દાયકૌ,
કુશલસૂરિ ગુરોશ્ચરણૌ યજે. ॥ ૧ ॥

ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમ-
ગુરૂદેવાય ભગવતે શ્રીજિનશાસનો-
દ્દીપકાય શ્રીજિનદત્ત સૂરીશ્વરાય મણિ-
મંડિત ભાલસ્થલાય શ્રીજિનચન્દ્ર સૂરી-

શ્વરાય શ્રીજિનકુશલ સૂરીશ્વરાય અક-
બ્બર અસુરત્રાણ પ્રતિબોધકાય શ્રીજિન-
ચન્દ્ર સૂરીશ્વરાય પુષ્પં નિર્વપામિતે
સ્વાહા: ॥૩॥

## ચોથી ધૂપપૂજા.

દોહા—ધૂપ પૂજા કર સુગુરૂકી,
પસરે પરિમલ પૂર:
જસ સુગંધ જગમેં વધે,
ચઢે સવાયા નૂર. ॥ ૧ ॥

રાગ સોરઠ "કુબ્જાને
જાદુ ડારા" એ ચાલ

અંબિકા બિરૂદ વખાને, ગુરૂ
તેરો અં૦; તુમ યુગપ્રધાન નહીં છાને,

ગુ૦ ( એ આંકણી ). ગઢ ગિરનારપૈ અંબડ શ્રાવક, ઐસો નિયમ ચિત્ત ઠાને; યુગપ્રધાન ઇસ યુગમેં કોઇ, દેખું જન્મ પ્રમાણે. ગુ૦ અં૦ ॥ ૧ ॥ કર ઉપવાસ તીન દિન વીતે, પ્રગટી અંબા જ્ઞાને; પ્રગટ હોય કરમેં લિખ દીના, સુવરન અક્ષર દાને. ગુ૦ અં૦ ॥ ૨ ॥ યા ગુણ-સંયુત અક્ષર વાંચે, તાકો યુગવર જાને; અંબડ મુલક મુલકમેં ફિરતા, સૂરિ સકલ પતવાને. ગુ૦ અં૦ ॥ ૩ ॥ આયા પાસ તુમ્હારે સદ્ગુરૂ, કર પસાર દિખ-લાને; વાસક્ષેપ ઉન ઊપર ડાલા, ચેલા વાંચ સુનાને. ગુ૦ અં૦ ॥ ૪ ॥ સર્વ દેવ હૈ દાસ જિનોંકે, મરૂધર કલ્પ પ્રમાણે;

યુગપ્રધાન "જિનદત્ત સૂરીશ્વર", અંબડ શીશ ઝુકાને. ગુ૦ અં૦ ॥ ૫ ॥ ઉદ્યોતન સૂરીને નિજ હાથે, ચૌરાસી ગચ્છ ઠાને. સો સબ તુમારી સેવા સારે, ચૌરાસી ગચ્છ માને. ગુ૦ અં૦॥૬॥ જો મિથ્યાત્વી તુમકો ન પૂજે, સો નહીં તત્ત્વ પિછાને; ભદ્રબાહુ સ્વામી તુમ કીર્ત્તન, કીની ગ્રંથ પ્રમાણે. ગુ૦ અં૦ ॥ ૭ ॥ યુગપ્રધાન પરિકિયે ગંડિકા, ગણધર પટ્ટવૃત્તિ માને; કહે "રામ-ઋદ્ધિસાર" ગુરૂકી, પૂજા ધૂપ કરાને. ગુ૦ અં૦ ॥ ૮ ॥

શ્લોક—અગર ચન્દન ધૂપ દશાંગજૈઃ,
પ્રસરિતાખિલ દિક્ષુ સુધૂમ્રકૈઃ;
સકલ મંગલ વાંચ્છિત દાયકૌ,

કુશલસૂરિ ગુરોશ્વરણો યજે. ॥ ૧ ॥

ઑઁ હ્રીઁ શ્રીઁ પરમપુરૂષાય પરમ ગુરૂદેવાય ભગવતે શ્રીજિનશાસનો-દ્દીપકાય શ્રીજિનદત્ત સૂરીશ્વરાય મણિ-મંડિત ભાલસ્થલાય શ્રીજિનચન્દ્ર સૂરી-શ્વરાય શ્રીજિનકુશલસૂરીશ્વરાય અક-બ્બર અસુરત્રાણ પ્રતિબોધકાય શ્રીજિ-નચન્દ્ર સૂરીશ્વરાય ધૂપં નિર્વપામિતે સ્વાહાઃ ॥૪॥

## પાંચમી દીપપૂજા.

દોહા—દીપ પૂજ કર સુગણુ નર,

નિત નિત મંગલ હોત;

ઉજયાલા જગમેં જુગત,
રહે અખંડિત જોત. ॥ ૧ ॥

ચાલ ખ્યાલકી.

પૂજન કીજયોજી નર નારી ગુરૂ મહારાજકા હો. પૂ૦ ( એ આંકણી ). સિંધુ દેશમેં પંચ નદી પર, સાધે પાંચોં પીર; લોઇ ઊપર પુરૂષ તિરાયે, ઐસે ગુરૂ સધીર. પૂ૦ ॥ ૧ ॥ પ્રગટ હોયકે પાંચ પીરને, સાત દિયા વરદાન; સિંધુ દેશમેં ખરતર શ્રાવક, હોવેગા ધનવાન. પૂ૦ ॥ ૨ ॥ સિંધુદેશ મુલતાન નગરમેં, બડા મહોચ્છવ દેખ; અંબડ ઔર ગચ્છકા શ્રાવક, ગુરૂસે કીના દ્વેષ. પૂ૦ ॥ ૩ ॥

અણહિલપુર પત્તનમેં આવો, તો મૈં જાનું સચ્ચા; બડે મહોત્સવ આવેંગે તૂં, નિર્ધન હોગા કચ્ચા. પૂ૦ ॥ ૪ ॥ પત્તન બીચ પધારે દાદા, સનમુખ નિર્ધન આયા, ગુરૂ બતલાયા કયોંરે અબંડ, અહંકાર ફલ પાયા. પૂ૦ ॥ ૫ ॥ મનમેં કપટ કિયા અંબડને, ખરતર મહિમા ધારી; જહર દિયા ઉન અશન પાનમેં, ગુરૂ વિધિ જાણી સારી. પૂ૦ ॥૬॥ ભણશાલી મુખ-વર શ્રાવકસે, નિર્વિષ મુદ્રી મઁગાઈ; જહર ઉતારા તબ લોકોંમેં, અંબડ નિંદા પાઈ. પૂ૦ ॥૭॥ મરકે વ્યંતર હુઆ વો અંબડ, રજોહરણ હર લીના, ભણસાલી વ્યંતર વચનોંસે, ગોત્ર ઉતારા કીના. પૂ૦

॥૮॥ સજ્જ હોય ગુરૂ ઓત્રા લોકે, ગોત્ર બચાયા સારા; "ઋદ્ધિસાર" મહિમા સદ્દગુરૂકી, દીપકકા ઉજિયારા. પૂ૦॥૯॥

શ્લોક—અતિ સુદીપ્તિમયૈઃ ખલુ દીપકૈ,-
વિંમલ કાંચન ભાજન સંસ્થિતૈઃ;
સકલ મંગલ વાંચ્છિત દાયકૌ,
કુશલસૂરિ ગુરોશ્ચરણૌ યજે ॥૧॥

ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમગુરૂ-દેવાય ભગવતે શ્રીજિનશાસનોદ્દીપકાય શ્રીજિનદત્ત સૂરીશ્વરાય મણિમંડિત ભાલસ્થલાય શ્રીજિનચન્દ્ર સૂરીશ્વરાય શ્રી જિનકુશલ સૂરીશ્વરાય અકબ્બર અસુર-ત્રાણ પ્રતિબોધકાય શ્રીજિનચન્દ્ર સૂરી-

श्वरायदीपं निर्वपामिते स्वाहा: ॥५॥

## છટ્ઠી અક્ષત પૂજા.

દોહા—અક્ષત પૂજા ગુરૂ તણી,
કરો મહાશય રંગ,
ક્ષતિ ન હોવે અંગમેં,
જીતે રણમેં જંગ ॥૧॥

[ રાગ આશાવરી-"અવધૂ
સોયોગી ગુરૂ મેરા"એ ચાલ. ]

રતન અમોલક પાયો, સુગુરૂસમ
રતન અમોલક પાયો; ગુરૂ સંકટ સબહી
મિટાયો. સુ૦ (એ આંકણી). વિક્રમપુર
નગરી લોકનકૂં, હૈજા રોગ સતાયો;

બહુત ઉપાય કિયા શાંતિકકા, જરા ફરક નહીં આયો. સુ૦ ॥૧॥ યોગી જંગમ બ્રહ્મ સંન્યાસી, દેવી દેવ મનાયો, ફરક નહીં કિનહીને કીનો, હાહાકાર મચાયો. સુ૦ ॥૨॥ રતન ચિંતામણી સરિખો સાહિબ, વિક્રમ પુરમેં આયો; જૈનસંઘકો કષ્ટ દૂર કર, જય જયકાર વરતાયો. સુ૦ ॥૩॥ મહિમા સુણ માહેશ્વર બ્રાહ્મણ, સબહી શીશ નમાયો; જીવિત દાન કરો મહારાજા, ગુરૂ તબ યોં ફુરમાયો. સુ૦ ॥૪॥ જો તુમ સમકિત વ્રતકો ધારો, અબહી કરહૂં ઉપાયો; તહુત વચન કર રોગ મિટાયો, આનંદ હર્ષ વધાયો. સુ૦ ॥૫॥ જો કોઇ શ્રાવક વ્રત નહીં ધાર્યો,

પુત્રી પુત્ર ચઢાયો; સાધુ પાંચસે દીક્ષિત કીના, સાધવિયાં સમુદાયો. સુ૦ ॥૬॥
મંત્રકલા ગુરૂ અતિશય ધારી, ઐસો ધર્મ દીપાયો; "ઋદ્ધિસાર" પર કિરપા કીની, સાચો ઇલમ બતલાયો. સુ૦ ॥૭॥

શ્લોક–સરલતન્દુલકૈ રતિનિર્મલૈઃ,
પ્રવર મૌક્તિક પુંજવદુજ્વલૈઃ;
સકલ મંગલ વાંચ્છિત દાયકૌ,
કુશલસૂરિ ગુરોશ્વરણો યજે ॥૧॥

ૐ હ્રીં શ્રીં પરમપુરૂષાય પરમ-ગુરૂદેવાય ભગવતે શ્રીજિનશાસનો દીપકાય શ્રીજિનદત્ત સૂરીશ્વરાય મણિમં-ડિત ભાલસ્થલાય શ્રીજિનચન્દ્ર સૂરીશ્વ-

મેવા; આનંદ સુખ લેવા. જ૦ આંકણી

ઇક વ્રત દુય વ્રત તીન ચાર વ્રત, પંચ

વ્રતમેં સોહે; જગત જીવ નિસ્તારણ,

સુર નર મન મોહે. જ૦ ॥૧॥ દુઃખ દ્રોહ

સબ હર કર સદ્ગુરૂ, રાજન પ્રતિ બોધે;

સુત લખમી વર દેકર, શ્રાવકકુલ સોધે.

જ૦ ॥૨॥ વિદ્યા પુસ્તક ધર કર સદગુરૂ,

મુગલપૂત તારે; વશ કર જોગન ચોસઠ,

પાંચ પીર સારે. જ૦ ॥૩॥ વીજ પડંતી

વારી સદ્ગુરૂ, સમંદર જહાજ તારી; વીર

કિયે વશ બાવન, પ્રગટે અવતારી. જ૦

॥ ૪ ॥ જિનદત્ત જિનચંદ કુશલ સૂરિ

ગુરૂ, ખરતરગચ્છ રાજા; ચોરાસી ગચ્છ

પૂજે, મન વાંછિત તાજા. જ૦ ॥૫॥ મન

શુદ્ધ આરતી કષ્ટનિવારણ, સદ્ગુરૂકી કીજે; જો માંગે સો પાવે, જગમેં જસ લીજે. જ૦ ॥૬॥ વિક્રમપુરમેં ભગત તુમ્હારો, મંત્ર કલાધારી; નિત ઊઠ ધ્યાન લગાવત, (મનવાંછિત ફળ પાવત) "રામઋદ્ધિસારી" જ૦ ॥૭॥

આરતી

જય જય સદ્ગુરૂ આરતી કીજે, શ્રીજિનકુશલ સૂરિ સમરીજે. જ૦॥ પહેલી આરતી દાદાજીની કીજે, દુઃખ દોહગ સબ દુર હરીજે. જ૦ ॥૧॥ બીજી વીજ પડંતી ધારી, ભય નિવારણ તૂંહી સુખકારી. જ૦ ॥૨॥ તીજી પરચા પૂરક તેરી, દૂર હરો સબ દુરમતિ મેરી. જ૦ ॥૩॥

ચોથી મુગલપૂત જીવદાયક, સુરવર હુ-
કમ ધરે જ્યું પાયક. જ૦ ॥૪॥ પાંચમી
પાંચ નદી જિણ તારી, સંઘ સકલનો
સંકટ વારી. જ૦ ॥૫॥ છઠ્ઠી થાંભો વજ્ર
વિહારી, વિદ્યા પોથી પરગટકારી. જ૦
॥ ૬ ॥ સાતમી ચોસઠ જોગણી સાધી,
સૂરિમંત્ર સુરને આરાધી. જ૦ ॥૭॥ ઇણ
વિધ સાત આરતી કીજે, મનવાંછિત
સંપતિ ફલ લીજે. જ૦ ॥૮॥ "જિનલાભ"
ખરતર ગણધારી, સદ્દગુરૂ ચરણ કમલ
બલીહારી. જ૦ ॥૯॥

ચૈત્યવંદન.

જિન પદ કુલ મુખ રસ અનિલ,
મિત રસ ગુણ ધારી; પ્રબલ સબલ વન

મોહકી, જિણ તે ચમુ હારી. ॥૧॥ ઋષભાદિક જિનરાજ ગીત, નયતન વિસ્તારા; ભવ કુપે પાપે પડત, જગજન નિસ્તારી. ॥૨॥ પંચાચારી જીવકે, આચારિજ પદ-સાર, તિનકું વંદે "હીર ધર્મ" અઠ્ઠોત્તર સો વાર. ॥૩॥

જં કિંચિ સુહગુરૂઠવણા,
દેસે ગામે ચાન્નખિત્તંમિ;
જત્થ જત્થ ય શુભભાઈ,
તાઈ સવ્વાઈ વંદામિ. ॥૧॥

નમુત્થુણં ગુરૂદેવાણં મમ ધમ્માય-રિયાણં ધમ્મદયાણં ધમ્મોવદેસગાણં ધમ્મસારહીણં દીવસમાણં પવિત્તવિ પ-જ્જોયગરાણં તિન્નાણં તારગાણં બુદ્ધા-

ણં બોહયાણં પુરિસુત્તમાણં પુરિસસી-
હાણં પુરિસવર પુંડરિયાણં પુરિસવર-
ગંધહત્થીણં મેરૂસમાણં તિલયસમાણં
સાગર ઇવ ગંભીરાણં ચંદસમાણં બો-
ણિસમાણં વયસમાણં વસહસમાણં સ-
વ્વણ્ણુઆણપવત્તગાણં મિચ્છત્તનિવાર-
ગાણં ચઉક્કસાયજયકરાણં અક્ખય-
ઠાણં સંપાવિઉકામસ્સ જિણદત્તાઇસૂરી
સરાણં રયણત્તયદાયગાણં નમો નમો
ભગવઓ જિણપયસંઠિયાણં.

"નમોઽર્હત્" કહી દાદાજીનું સ્તવન
કહેવું. પછી જય વિયરાગ કહી—

શ્રીજિનદત્તસૂરીશ્વરાદિ સદ્ગુરૂ
આરાધવા નિમિત્તં કરેમિ કાઉસ્સગ્ગં

'અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરવો. પછી પારી નમોઽર્હત્૦ કહીને નીચેની થોય કહેવી.

પંચાચારકું પાલે ઉજવાલે,
દોષ રહિત ગુણ ધારીજી;
ગુણ છત્રીસે આગમ ધારી,
દ્વાદશ અંગ વિચારીજી;
પ્રબલ સબલ ઘન મોહ હરણકું,
અનિલ સમો ગુણ વાણીજી;
ક્ષમા સહિત જે સંજમ પાલે,
આચારજ ગુણ ધ્યાનીજી. ॥૧॥

## દાદાજીનાં સ્તવનો

સદ્ગુરુ કરૂણાનિધાન રાખો લાજ મેરી ॥

ટેક ॥ જય જય જિનકુશલસૂરિ, સમરત હાજર હજૂર; મહકત જિમ જસ કપૂર, મહિમા જગ જસ તેરી. સ૦ ॥૧॥ જાપર તુમ હો દયાલ, છિનમેં કરદો નિહાલ; સંકટકો ચૂરદેવ, દોલતકી ઢેરી. સ૦ ॥૨॥ તુમ હો સુરતરૂ સમાન, વંછિતફલ દેવો દાન; સેવકકો દીન જાન, મેટો ભવફેરી. સ૦ ॥૩॥ શરણ આયેકી રાખો લાજ, વંછિત સબ પૂરો કાજ; "હરખચંદ" શરણ આયે, કીરતી સુણ તેરી. સ૦

રાગ ધન્યાશ્રી.

આયો આયોજી સમરંતાં દાદોજી આયો, સંકટ દેખ સેવકકું સદ્‌ગુરૂ; દેરા-ઉર તે ધાયો જી. સમરંતાં દા૦ ॥૧॥ દાદા

વરસે મેહને રાત અંધારી, વાયુ પણ સબલો વાયો; પંચ નદી હમ બૈઠ બેડી, હરીયે હો હાહા હરીયે ચિત્ત ડરાયો જી. સમરંતાં દા૦ ॥ ૨ ॥ હાહા ઉચ્ચ ભણી પહોંચાવણ આયો, ખરતર સંઘ સવાયો; "સમયસુંદર" કહે કુશલ કુશલ ગુરૂ, પરમાનંદ સુખ પાયો જી । સમરતાં દાદોજી આયો ॥૩॥

કુશલગુરૂ અબ મોહે દરિસણ દીજે, અબ૦ ઐસી ભાંતિ કરો મેરે સદ્ગુરૂ, જ્યું મન સુઠપતીજે. કુ૦ ॥૧॥ જલ દાતાર બિરૂદ અમૃતરસ, શ્રવણ અંજલિ ભર પીજે; સુરતરૂસમ દરિસણ વિન

દેખ્યાં, કહો નયણ કિમ રીઝે. કુ૦ ॥૨॥ પરમ દયાલ કૃપાલ કૃપાનિધિ, ઇતની અરજ સુણીજે; પરમ ભગત " જિન-રાજ " તુમારો, અપનો કર જાણીજે. કુ૦

કુશલગુરૂ કુશલ કરો ભરપૂર, સેવક-જન મન વંછિત પૂરણ; સમર્યાં હોત હજુર. કુ૦ ॥ ૧ ॥ પરમ દયાલ પ્રેમરસ પૂરણ, અશુભ હરણ ભયે દૂર; સંઘ ઉદયકર સદ્ગુરૂ મેરા, વીનવૈ શ્રીજિનચંદસૂર. કુ૦

સદ્ગુરૂ હમારા શરણે આયાંકી લજ્જા રાખજો, શ૦ પતિત ઉધારણ બિ-રૂદ સુણીને, આયા તુમારે પાસ; અબ મન વંછિત પુરો માહરા, એહીજ દિલકી

આશ જી. સ. ॥૧॥ કામ ક્રોધ મદ લોભ તજિને, તજ દિયો સબ સંસાર; નવપદ કોઇક ધ્યાન ધરીને, પાયા સહુગુણ પાર જી. સ૦ ॥૨॥ દેશ દેશ મેં થુંભ વિરાજે, પરચા જગ વિખ્યાત; ઇણ કલુ માંહિ સુરતરૂ સરિખા, પ્રગટ રહ્યા સાક્ષાત જી. સ૦ ॥ ૩ ॥ ચિંતામણી આર કામધેનું સમ, માહરે તૂંહીજ દેવ; આણ ધરૂં શિર તાહરી સરે, કરૂં તુમારી સેવ જી. સ૦ ॥૪॥ માત પિતા બંધવ તૂં જગમેં, હિતકારી ગુરૂરાય; રાજા રાણા સહુ જગ માંહિ, સેવે તુમારા પાય જી. સ૦ ॥ ૫ ॥ આજ ગુરૂ તુમ ચરણ પસાયે, સીધા વંછિત કાજ; "લક્ષ્મીપ્રધાન"

તુમારા હરિસણ,"મોહન"ગુણકારાજ જી. સ૦ ॥૬॥

## શ્રી જિનદત્તસૂરિ અષ્ટક

સંસારદાવાનલ દુઃખ હંતા, ભવ્યાત્મ ભકત્યા પરિસેવ્યમાનઃ પાપૌઘતાપે જલદઃ સ પૂજ્યઃ, કુર્યાચ્છિવં વો જિનદત્તસૂરિઃ ॥૧॥ તીર્થેશમાર્ગં કથયન્ સુવિજ્ઞઃ, કષ્ટં પ્રણાશન્ શ્રમણપ્રધાનઃ; સમ્યકત્વરત્નં કરુણાબ્ધિચંદ્રઃ; દત્તેસ્મ નૃભ્યો જિનદત્તસૂરિઃ ॥૨॥ પૂર્વાનુપુણ્યૌવ વિહારભૂમૌ, ધર્મસ્ય વૃક્ષાન્ વપતિ સ્મ નિત્યં;આચાર્યભૂપાં પરિપાલ્યમાનઃ, સ્તુત્યો ન કિં વ જિનદત્તસૂરિ; ॥૩॥

શ્રાદ્ધાઃ સુશીલા અભવન્ સુબોધા, યસ્ય પ્રભાવાત્ શુચિમાર્ગરક્તાઃ; અજ્ઞાન રાશેર્હનનાદ્ધિ સૂર્યઃ, બોધાય નિત્યં જિનદત્તસૂરિઃ ॥૪॥ મોક્ષાય સૌખ્યાય ચ નામ યસ્ય, ભવ્યૈર્નકિં ભો! હૃદયે પ્રધાર્યં; મંત્રે યથા સ્યાત્ પરમેષ્ઠિમુખ્યઃપ્રભાવિકો યો જિનદત્તસૂરિઃ ॥૫॥ સર્વત્ર યસ્યૈવ સુપાદુકાતઃ કર્મધ્વિજાલં વિનિઘ્નંતિ ભવ્યાઃ; જૈનાસ્તથાન્યે પ્રણમંતિ નિત્યં, પૂજ્યો ન કિં વો જિનદત્તસૂરિઃ ॥૬॥ સ્વર્ગસ્થિતો યોઽભિનતાય નિત્યં; દત્તે મનોવાંછિત દાનરાશિં; તૃષ્ણાં કુબુદ્ધિં ચવિમુચ્ય ભવ્યૈ-ર્માન્યો યતો વૈ જિનદત્તસૂરિઃ ॥૭॥ માણિક્યનામ્ના મુનિ-

નાઽષ્ટકં યત્, પૂજ્યપ્રભાવાદ્રચિતં ગુણાઢ્યં, સંપઠ્યમાનં વિમલા ભવેયુર્મુક્તિર્ન દૂરે ચ કદાઽપિ તેષાં. ॥૮॥

## શ્રી જિન કુશલસૂરિ અષ્ટક

નતનરેશ્વર મૌલિમણિ પ્રભા, પ્રવર કેશર ચર્ચિત પંકજં; મરૂપ્ર મુખ્યગડાલયમંડનં, કુશલસૂરિ ગુરૂં પ્રયતઃ સ્તુવે. ॥૧॥ કતિ ન સંતિ કિયદ્દરદાયિનો, ભુવિ ભવાત્સુગુરૂર્મયકાશ્રિતઃ; સુરમણિર્યદિ હસ્તગતો ભવેત્, કિમપરૈઃ કિલ કાચકપર્દકૈઃ ॥૨॥ કઠિન કષ્ટસમાકુલવર્ત્મનિ, પ્રવર સૌખ્યસમન્વિત સદ્મનિ; મમ હૃદિ સ્મરણં તવ સર્વદા, ભવતુ નામજપસ્તુ

મુદામયે.।।૩।।વિકટસંકટ કોટિષુ કલ્પિતા,
તનુભૃતાં વિષમા નિયમાઃ સમાઃ; સુગુરૂ-
રાજ તવેપ્સિતદર્શના-દનુભવંતિ મનો-
રથપૂર્ણતાં. ।।૪।। નૃપસભા સુયશો
બહુમાનતા, વિવિધમાન જને જયવાદ-
તાઃ સુપરિવારસુશિષ્યપરંપરા-સ્તવ-
ગુરો! સુદશઃ સ્યુરનંતરાઃ ।।૫।। ન ખલુ
રાજભયં મરણાદ્ભયં, ન ખલુ રોગભ-
યં ન વિપદ્ભયં,નખલુવિષ્ટિભયં નરિપો-
ર્ભયં, ભવતિ ભક્તિભૃતાં તવ ભૂસ્પૃશાં.
।। ૬ ।। અપર પૂર્વસુદક્ષિણ મંડલે,
મરૂષુ માલવ સંધિષુ જંગલે; મગધમાધુ-
મતેષ્વપિ ગુર્જરે, પ્રતિપુરં મહિમા તવ
ગાયતે. ।।૭।। ઇમ મનોરથ કલ્પલતા

મતા, કુશલસૂરિ ગુરો ફલિતાડદ્યુના;
પ્રબલ ભાગ્ય બલેન મયા ચ્યાત્, યદમૃતં
દિદૃશે તવ દર્શનં. ॥ ૮ ॥ શશધરસ્મર-
બાણ રસક્ષિતિ (૧૬૫૧)–પ્રમિત વિક્રમ-
ભૂપતિ સંવતિ; "સમયસુંદર" ભક્તિ-
નમસ્કૃતિઃ, કુશલસૂરિ ગુરોર્ભવતાચ્છ્રિયે.

## ખરતર ગુરૂ પટ્ટાવલી.

પ્રણમી વીર જિણેસર દેવ, સારઇ સુર નર
કિન્નર સેવ; શ્રી 'ખરતર' ગુરૂ પટ્ટાવલી, નામ મા
પભણું મનરલી. ॥ ૧ ॥ ઉદયઉ શ્રી 'ઉદ્યોતન'સૂરિ
'વર્દ્ધમાન' વિદ્યા ભર પૂરિ; સૂરિ 'જિણેસર' સુરત
સમો, શ્રી 'જિનચંદ'સૂરીશ્વર નમો. ॥ ૨ ॥ 'અભ
દેવ'સૂરિ સુખકાર, શ્રી 'જિનવલ્લભ' ક્રિયા સા
યુગપ્રધાન 'જિનદત્ત'સૂરીંદ, નરમણિ મંડિત

'જિનચંદ.' ॥ ૩ ॥ શ્રી 'જિણપતિ'સૂરીશ્વરરાય, સૂરિ 'જિણેસર' પ્રણમું પાય; 'જિનપ્રબોધ' ગુરૂ સમરૂં સદા, શ્રી 'જિનચંદ' મુનીશ્વર મુદા. ॥ ૪ ॥ કુશલ કરણ શ્રી 'કુશલ' મુણિંદ, શ્રી 'જિનપદમ' સૂરિ સુખકંદ; લબ્ધિવંત શ્રી 'લબ્ધિ' સૂરીસ, શ્રી 'જિનચંદ' નમું નિસદીસ. ॥ ૫ ॥ સૂરિ 'જિનોદય' ઉદયઉ ભાણ, શ્રી 'જિનરાજ' નમું સુવિહાણ; શ્રી 'જિનભદ્ર' સૂરીશ્વર ભલઉ, શ્રી 'જિનચંદ' સકલ ગુણ નિલઉ. ॥ ૬ ॥ શ્રી 'જિનસમુદ્ર' સૂરિ ગચ્છપતી, શ્રી 'જિનહંસ' સૂરીશ્વર યતી; 'જિનમાણક' સૂરિ પાટે થયઉ, શ્રી 'જિનચંદ' સૂરીશ્વર જયઉ. ॥ ૭ ॥ એમ ચઉવીસે ખરતર પાટ, જે સમરઈ નર નારી થાટ; તે પામઈ મનવાંછિત કોડી, 'સમય સુંદર' પભણઇ કરજોડી. ॥ ૮ ॥

સમાપ્ત.

રાય શ્રીજિનકુશલસૂરીશ્વરાય અકબ્બર અસુરત્રાણપ્રતિબોધકાય શ્રીજિનચન્દ્ર- સુરીશ્વરાય અક્ષતાન્ નિર્વિપામિતે સ્વાહાઃ ॥૬॥

## સાતમી નૈવેદ્ય પૂજા.

દોહા—નૈવેદ્ય પૂજા સાતમી,
કરો ભવિક ચિત્ત ચાવ;
ગુરૂગુણ અગણિત કુણ ગિણે,
ગુરૂ ભવતારણ નાવ. ॥૧॥

રાગ કલ્યાણ—" તેરી પૂજા બની હૈ રસમેં " એ ચાલ ॥

હો ગુરૂ કિયા અસુરકું વશમેં.
(એ આંકણી) વડનગરીમેં આપ પધારે

સામેલા ધસ મસમેં; બ્રાહ્મણ લોક બડે અભિમાની, મિલકર આયા સુસમેં. હો ગુરૂ૦ ॥૧॥ મહિમા દેખ શકયા નહીં ગુરૂકી, ભરે મિથ્યાત્વી ગુસમેં; મૃતક ગઉ જિનમંદિર આગે, રખદી સનમુખ ચસમેં. હો ગુરૂ૦ ॥ ૨ ॥ શ્રાવક દેખ ભયે આકુલતા, કહે ગુરૂસે કસમેં; ચિંતા દૂર કરી હૈ સંઘકી, ગઉ ઉઠ ચાલી ડસમેં. હો ગુરૂ૦ ॥ ૩ ॥ મરી ગઉકો જીતી કીની, લોક રહ્યા સબ હસમેં; જાકે ગાય પડી રૂદ્રાલય, સંઘ ભયા સબ ખુસમેં. હો ગુરૂ૦ ॥૪॥ બ્રાહ્મણ પાય પડે સબ ગુરૂકે, દેખ તમાસા ઇસમેં; હુકમ ઉઠાવેંગે શિર ઊપર, તુમ સંતતિકી દિસમેં. હો ગુરૂ૦

॥ ૫ ॥ નમસ્કાર હૈ ચમત્કારકો, કીની પૂજા રસમેં; કહે " રામ-ઋદ્ધિસાર " ગુરૂકી, આનંદ મંગલ જસમેં. ॥ હો ગુરૂ૦ ॥ ૬ ॥

શ્લોક—બહુવિધૈશ્ચરુભિર્વટકૈર્યકૈઃ
પ્રચુર સર્પિષિ પક્વસુખજજકૈઃ
સકલ મંગલ વાંચ્છિત દાયકો,
કુશલસૂરિ ગુરોશ્ચરણૌ યજે ॥ ૧ ।

ૐ હ્રીઁ શ્રીઁ શ્રી પરમપુરૂષાય પરમગુરૂ-દેવાય ભગવતે શ્રીજિનશાસનોદ્દીપકાય શ્રીજિનદત્ત સૂરીશ્વરાય મણિમંડિત ભા-લસ્થલાય શ્રીજિનચન્દ્ર સૂરીશ્વરાય શ્રી-જિનકુશલ સૂરીશ્વરાય અકબ્બર અસુર-

ત્રાણ પ્રતિબોધકાય શ્રીજિનચન્દ્ર સૂરીશ્વ-
રાયનૈવેદ્યં નિર્વપામિતે સ્વાહાઃ ॥ ૭ ॥

## આઠમી ફલ પૂજા.

દોહા—ફલ પૂજાસે ફલ મિલે,
પ્રગટે નવે નિધાન;
ચિહુઁ દિશિ કીરતિ વિસ્તરે,
પૂજન કરો સુજાન. ॥ ૧ ॥

"રથ ચઢ યદુનંદન આવત હૈ"
એ ચાલ ॥

ચાલો સંઘ સબ પૂજનકો, ગુરૂ સમર્યાં સનમુખ આવત હૈ રે; ચાલો૦ ગુ૦ ( એ આંકણી ) આનંદપુર પટ્ટનકો રાજા, ગુરૂ શોભા સુન પાવત હૈ રે.

ચાલો૦॥૧॥ ભેજા નિજ પરધાન બુલાને,
નૃપ અરદાસ સુનાવત હૈ રે. ચાલો૦
લાભ જાન ગુરૂ નગર પધારે, ભૂપતિ આય
વધાવત હૈ રે. ચાલો૦॥૨॥ રાજકુંવરકો કુષ્ટ
મિટાયો, અચરજ તુરત દિખાવત હૈ રે.
ચાલો૦ દશ હજાર કુટુંબ સંગ નૃપકો,
શ્રાવકધર્મ ધરાવત હૈ રે. ચાલો૦ ॥ ૩ ॥
દયામૂલ આજ્ઞા જિનવરકી, બારા વ્રત
ઉચરાવત હૈ રે. ચાલો૦ ॥ ઐસે ચાર
રાજ સમકિત ધર, ખરતર સંઘ બનાવત
હૈ રે. ચાલો૦ ॥ ૪ ॥ કુષ્ટ જલંદર ક્ષય
ભગંદર, કઇયક લોક જિવાવત હૈ રે.
ચાલો૦ ॥ બ્રાહ્મણ ક્ષત્રી અરૂ માહેશ્વર,
ઓસવંશ પસરાવત હૈ રે. ચાલો૦ ॥ ૫ ॥

તીસ હજાર એક લખ શ્રાવક, મહિમા અધિક રચાવત હૈ રે. ચાલો૰; કહત "રામ-ઋદ્ધિસાર" ગુરૂકો, ફલપૂજા ફલ પાવત હૈ રે. ચાલો૰ ॥ ૬ ॥

શ્લોક—પનસ મોચ સદાફલકર્કટૈઃ
સુસુખદૈઃ કિલ શ્રીફલ ચિર્ભટૈઃ
સકલ મંગલ વાંછિત દાયકૌ
કુશલસૂરિ ગુરોશ્ચરણૌ યજેઃ ॥ ૧ ॥

ૐ હ્રીઁ શ્રીઁ પરમપુરૂષાય પરમગુરૂ-દેવાય ભગવતે શ્રીજિનશાસનોદ્દીપકાય શ્રીજિનદત્ત સૂરીશ્વરાય મણિમંડિત-ભાલસ્થલાય શ્રીજિનચંદ્ર સૂરીશ્વરાય શ્રીજિનકુશલ સૂરીશ્વરાય અકબ્બર અ-

સુરત્રાણ પ્રતિબોધકાય શ્રીજિનચંદ્ર સૂરી-
શ્વરાય ફલં નિર્વપામિતે સ્વાહા: ॥ ૮ ॥

# નવમી વસ્ત્ર અત્તર પૂજા.

દોહા—વસ્ત્ર અત્તરગુરૂ પુજના
ચોવા ચંદન ચંપેલ;
દુશ્મન સબ સજ્જન હુએ
કરે સુરંગા ખેલ ॥ ૧ ॥

"મનડો કિમહી ન બાજે હો કુંથુજિન"
એ ચાલ.

લખમી લીલા પાવે રે સુંદર !,
લખમી લીલા પાવે; જો ગુરૂ વસ્ત્ર ચઢાવે
રે. સુંદર૦ !; સુજસ અતર મહકાવે રે
સુંદર૦ !; દુરજન શીશ નમાવે રે. સુ૦ !; (એ

આંકણી) દાદા બીચ જહાજ શ્રાવકકી,
ડૂબન ખાતરે આવે; સાચે મન સમરે
સદ્ગુરૂકું, દુઃખકી ટેર સુનાવે રે. સુ૦
॥ ૧ ॥ વાચંતા વ્યાખ્યાન સૂરીશ્વર,
પંખી રૂપે થાવે; જાય સમુદ્રમેં જહાજ
તિરાઈ, ફિર પીછા જબ આવે રે. સુ૦
॥ ૨ ॥ પૂછે સંઘ અચરજમેં ભરિયા, ગુરૂ
સબ બાત સુનાવે; ઐસે દાદા દત્તકુશલ-
ગુરૂ, પરચા પ્રગટ દિખાવે રે. સુ૦ ॥ ૩ ॥
બોથર ગૂજરમલ શ્રાવકકી, દાદા કુશલ
તિરાવે; સુખસૂરિ ગુરૂ સમયસુંદરકી,
જહાજ અલોપ દિખાવે રે. સુ૦ ॥ ૪ ॥
બારાસે ઇગ્યારે દત્તસૂરિ, અજમેર અણ-
સણ ઠાવે; ઉપજ્યા સૌધર્મા દેવલોકે,

સીમંધર ફુરમાવે રે. સુ૦ ॥ ૫ ॥ એક અવતારી કારજ સારી, મુક્તિ નગરમેં જાવે; કુશલસૂરિ દેરાઉર નગરે, ભવનપતી સુરથાવે રે. સુ૦ ॥ ૬ ॥ ફાગણ વદિ અમ્માવસ સોધા, પૂનમ દરસ દિખાવે; મણિધારી દિલ્લીમેં પૂજ્યાં, સંકટ સુપને નાવે રે. સુ૦ ॥ ૭ ॥ રથી ઉઠી નહીં દેખ બાદસાહ, વાંહી ચરણ પધરાવે; વસ્ત્ર અત્તર પૂજા સદ્દગુરૂકી, "ઋદ્ધિસાર" મન ભાવે રે. સુ૦ ॥ ૮ ॥

શ્લોક—અખિલ હીરશુભ્રૈર્નવ ચીરકૈઃ,
પ્રવર પ્રાવરણૈઃ ખલુ ગન્ધતઃ,
સકલ મંગલ વાંછિત દાયકો
કુશલસૂરિ ગુરોશ્ચરણૌ યજે ॥ ૧ ॥

ૐ હ્રીં શ્રીં શ્રી પરમપુરૂષાય પરમગુરૂ-
દેવાય ભગવતે શ્રીજિનશાસનોદ્દીપકાય
શ્રીજિનદત્ત સૂરીશ્વરાયમણિમંડિત ભા-
લસ્થલાય શ્રીજિનચન્દ્ર સૂરીશ્વરાય શ્રી
જિનકુશલ સૂરીશ્વરાય અકબ્બર અસુર-
ત્રાણપ્રતિબોધકાય શ્રીજિનચન્દ્રસૂરીશ્વ-
રાય વસ્ત્રં ચોવા ચંદન પુષ્પ સારં નિર્વ-
પામિતે સ્વાહાઃ ॥ ૯ ॥

## દશમી ધ્વજ પૂજા.

દોહા—ધ્વજ પૂજા ગુરૂરાજકી,
લહકે પવન પ્રચાર;
તીન લોકકે શિખર પર,
પહુંચે સો નર નાર. ॥ ૧ ॥

"જિનગુણ ગાવત સુંરસુંદરી રે"
એ ચાલ.

ધ્વજ પૂજન કર હરખ ભરી રે, ધ્વ૦;
સજ સોલે શિણગાર સાહેલ્યાં, શ્રીસદ્ગુ-
ગુરૂકે દ્વાર ખરી રે; અપછર રૂપ સુતન
સુકુલીની, ઠમ ઠમ પગ ઝણકાર કરી રે;
ધ્વ૦ ॥ ૧ ॥ ગાવત મંગલ દેત પ્રદક્ષિણા,
ધન ધન આનંદ આજ વરી રે;
નિર્ધનકો લક્ષ્મી બકસાવત, પુત્ર વિના
જાકે પુત્ર કરી રે. ધ્વ૦॥૨॥ જો જો પરતિખ
પરચ્યા દેખ્યા, સુનો ભવિક દિલબીચ ધરી
રે; ફતેમલ્લ ભડગતિયા શ્રાવક, પહેલી
શંકા જોર કરી રે. ધ્વ૦ ॥૩॥ પરતિખ દેખૂં
તબ મૈં જાણું, પ્રગટ્યા તતખિણ તરણ

તરી રે; પુષ્પમાલ શિર કેશર ટીકો, અધર શ્વેત પોશાક કરી રે. દેવ૦ ॥૪॥ માંગ માંગ વર બોલે વાણી, ફરક બતાવો ગુરૂ મેઘ ઝરી રે; ફરક ઉગાયો હોય લાખ પર, તેરી મહિમા નિત્ત હરી રે. દેવ૦ ॥૫॥ ગેનચંદ ગોલેછાકો તેં, પરતિખ દીના હરસ ફ્રરી રે; વિક્રમપુરમેં થુંભ તુમ્હારા, ચિત્ર કરાવત સુરસુંદરી રે. દેવ૦ ॥૬॥ થાનમલ લુણીયા પર કિરપા, લખમી લીલા સહજ વરી રે; લખમીપતિ ઢુગડકી સાહિબ, હુંડીકી ભુગતાન કરી રે. દેવ૦ ॥૭॥ જો ઉપકાર કર્યા તેં મેરા, દીના સનમુખ અમૃત ઝરી રે; તેરી કૃપાસે સિદ્ધી પાઇ, જાગે જસ અરૂ

ભાગ ભરી રે. ધ્વ૦ ॥૮॥ ભૂખ્યા ભોજન
તિસિયા પાની, ભરત હાજરી દેવ પરી રેઃ
વિષમ વખત પર સહાય હમારે,
"ઋદ્ધિ સાર" કી ગરજ સરી રે. ધ્વ૦ ॥૯॥

શ્લોક–મૃદુ મધુર ધ્વનિ કિંકિણી નાદકૈ,
ધ્વજ વિચિત્રિત વિસ્તૃત વાસકૈઃ;
સકલ મંગલ વાંછિતદાયકૌ,
કુશલસૂરિ ગુરોશ્ચરણૌયજે ॥૧॥

ૐ હ્રીં શ્રીં પરમપુરૂપાય પરમ
ગુરૂદેવાય ભગવતે શ્રીજિનશાસ નોદ્દીપ-
કાય શ્રીજિનદત્ત સૂરીશ્વરાય મણિમંડિત
ભાલસ્થલાય શ્રીજિનચંદ્ર સૂરીશ્વરાય
શ્રીજિનકુશલ સૂરીશ્વરાય અકબ્બ-

રચઅસુરત્રાણપ્રતિબોધકાય શ્રીજિનચન્દ્ર-
સૂરીશ્વરાય શિખરોપરિ ધ્વજં આરોપ-
યામિ સ્વાહાઃ ॥ ૧૦ ॥

## કલશ

દોહા—ભટ્ટાકર પદવી મિલી,
જીતે વાદીવૃંદ,
કંઠ વિજરાત સરસ્વતી,
જગમેં શ્રીજિનચંદ.

( રાગ આશાવરી અથવા ધનાશ્રી. )

પૂજા જગ સુખકારી, સુગુરૂ તેરી
પૂજા૦; તેરે ચરણકમલ બલિહારી. સુ૦;
સાહ સલેમી દિલ્હીકો બાદશાહ, સુનકે

શોભ તિહારી; ભટ હરાયો ચરચા કરકે, ભટ્ટારકપદ્દ ધારી. સુ૦ ॥૧॥ અમ્માવસકી પૂનમ કીની, ચંદ્દ ઉગાયો ભારી, ચઢકે ગગન કરી હૈ ચરચા, સૂરજસે તપ ધારી. સુ૦ ॥૨॥ ચૌદાસે ઉગણીસ સાલમેં, લખનઉ નગર મઝારી; ગોરા ફિરંગી ટોપીવાલા, દિલમેં યહ બાત વિચારી. સુ૦ ॥૩॥ જૈનશ્વેતાંબર દેવ જો સચ્ચા, પૂરે મનસા હમારી; વાણી નિકસી રાજ્ય તુમ્હારા, હોવેગા અધિકારી. સુ૦ ॥ ૪ ॥ અંધેકી ખોલી આંખ સુરતમેં, પૂજે સબ નર નારી; કહાં લગે ગુણ વરણું મૈં તેરા, તૂં ઇશ્વર જયકારી. સુ૦ ॥ ૫ ॥ ઉગણીસે સંવત્સર તેપન, મિગ-

સર માસ મઝારી; શુકલ દૂજ જિનચંદ સૂરીશ્વર, ખરતરગચ્છ આચારી. સુ૦ ॥૬॥ કુશલસૂરિકે નિજ સંતાની, ક્ષેમકીર્તિ મનુહારી; પ્રતિબોધ્યા જિણ ક્ષત્રી પાંચસે, જાન સહિત અણગારી. સુ૦॥૭॥ ક્ષેમધાડ શાખા જબ પ્રગટી, જગમેં આનંદકારી; ધર્મશીલ સાધુ ગુણપૂરે, કુશલનિધાન ઉદારી. સુ૦ ॥ ૮ ॥ યા પૂજન કરતાં સુખ આનંદ, અન્ન ધન લખમી સારી, કહત "રામઋદ્ધિસાર" ગુરૂકી, જય જય શબ્દ ઉચારી. સુ૦ ॥ ૯ ॥ ઇતિ શ્રી સમસ્તદાદાગુરૂપૂજા ॥

## આરતી

જય જય ગુરૂ દેવા, આરતિ મંગલ

નવપ્રભાત પ્રેસ ઘીકાંટા : અમદાવાદ